॥ ॐ ॥

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ,

# છત્ર વિજય

નાટકનો ટુંકસાર તથા ગાયનો.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર.

નથુભાઈ કાલુભાઈ શાહ.

માલેકઃ—" શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

વૈદ્ય ભગવાનલાલ ત્રિભુવને છાપ્યું.
સુબોધિની પ્રેસ, નાં. ૫૨, બજારગેટ કોટ—મુંબઈ.

કીંમત ૪ આના.

॥ ॐ ॥

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# છત્ર વિજય

## નાટકનો ટુંકસાર તથા ગાયનો.

રચાવી છપાવી પ્રસિધ્ધ કરનાર


નકુભાઇ કાલુભાઇ શાહ

માલેક—"શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.


પ્રસિદ્ધ કરવાનું ઠે:-તારદેવ બાલીવાલા ગ્રાંડ થીએટર—મુંબઇ.


સંવત ૧૯૭૬ ઇ. સ. ૧૯૨૦

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦૦

કીમત ૪ આના.

[illegible] કુવતનો પૂર જોસ ઇલેક્ટ્રીક પાવર લાવનારી વીજળીની માફક અજબ શકતી પેદા કરનારી—

## ( કીગ ઓફ ટોનીક પીલ્સ છે )

**તે જાદુનો ચમતકાર છે.**

કાયમની શકતી મેળવવી હોય અને જુવાનીનો પૂર જોસ શકતીનો પાવર લેવો હોયતો ( કીંગ ઓફ ટોનીક પીલ્સ વાપરો ) આઠ દીવસ અજમાયસ માટે રૂ ૭૫)

## ( નાઇટ પીલ્સ. )

પ્રેમના વીલાસીજનો માટે ગોળીઓ-ગઇ જુવાનીનું જોબન પ્રેમરસની ખરી મજાહ લેવી હોય તો આ પીલ્સ એકવાર વાપરો ગોળી ૧ ની કીમત રૂ. ૫) અરધા કલાકમાં નાઇટ પીલ્સનો અજબ ચમતકાર જોવો હોય તો એક ગોળી વાપરી ખાત્રી કરો ખાસ રાજા મહારાજા માટે રૂ ૭ ગોળી એકના પહેલા નંબરના છે.

**પંદર મીનીટમાં ઇલેકત્રીક પાવર લાવી અજબ શકતી પેદા કરનારૂં**

## શકતી સજીવન તેલ છે

એકદમ કૌવતનો પુર જોસ લાવનારૂં પાવર અને શકતીને સજીવન કરનારૂં આ તેલ છે. શરીરની નબળી પડેલી નસોને જાડી અને લાંબી કરી કઉવતનો પુર જોશ વાપર પેદા કરે છે.

કીમત તેલા એકના રૂ. ૨૧૦ છે.

**એક મીનીટમાં સફેત બાલને કાળા કરવાનો ગધ કે બાસ.**

## વીનનો પાવડર.

**શીશી એક તોલા બેના રૂ. ૫ સેમ્પલ તોલો ॥૦ અરધાનો રૂ ૨.**

# દુબલ ફારમસી

**ગીરગામ ટ્રામ ટરમીનસ પાસે મુંબઈ. પોસ્ટ નંબર ૪૮**

# ભીખા કલ્યાણજીની કુંપની
# અમૃત તુલ્ય દવાઓ.

## [redacted] મિક્ષ્ચર.

-કોલેરા વિસુચીકા માટે-

કોલેરા, અપચો, અજીર્ણ અતિસાર વિગેરે ભયંકર રોગોને ટુંક વખતમાં ખાત્રિપૂર્વક નાબુદ કરનારો આ એક રામબાણ ઉપાય છે. જેનાથી સેંકડો અમૂલ્ય જીંદગી બચી છે.

કિંમત બાટલી ૧ ના આના દશ.

## બફાલ ઓઈન્ટમેન્ટ.

-ખાસ દરાજ માટે-

ગમે તેવી હઠીલી કાળી કે લાલ દરાજ અગર ખુજલી આ મલમ બેથી ત્રણ વખત લગાડવાથી જડ મુળથી નાબુદ થાય છે અને ચામડી જરા પણ બળતી નથી કે ખરાબ વાસ આવતી નથી.

કીંમત બાટલી ૧ ના આના ચાર.

## તાવનુ અકસીર મિક્ષ્ચર.

આ મિક્ષ્ચર ટાઢીયા, આંતરીયા, મલેરીયલ અને ખરાબ રૂતુમાં ફાટી નીકળતા સર્વે જાતના ઝેરી તાવ ઉપર રામબાણ અસર કરે છે. કારણ કે તે તમામ જાતના તાવના જંતુઓને નાબુદ કરવામાં આબાદ છે. આ મિક્ષ્ચરના ત્રણ ભાગ લેવાથી એકજ દિવસમાં ગમે તેવો તાવ નાબુદ થઇ જાય છે બીજી દવાઓથી તાવ ઉતર્યા પછી ઘણી જ અશક્તિ આવે છે તેમ આ દવાથી એવું કશું પણ ખરાબ પરિણામ આવતુ નથી એ તેની ખાસ ખુબી છે,

કિમત બાટલી એકના આના બાર

# ગાંડીવ એન્ટી રૂમેટીક બામ.



એક મહાન વિદ્વાન ડોકટરની શોધ ઉપરથી બનાવેલો આ મલમ ચોળવાથી માથાનો તેમજ સંધીવા સરખો દુખદાયક રોગ ટુંક વખતમાં નાબુદ થાય છે. વળી હાથ પગનું રહી જવું, સોજો ચડી આવવો, શરીરના કોઇ પણ ભાગનો દુખાવો, કોઇપણ ભાગનું અકડાઈ જવુ, સ્ત્રીઓના પગ તથા કમર ઝલાઈ જવા, શરદીથી કોઇપણ ભાગ રહી જવો વિગેરે સર્વે રોગોને નાશ કરનારા આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબોમાં અવશ્ય રાખવી જોઇએ

**કિંમત બાટલી એકના આના આઠ.**

---

અમારા મહેરબાન ગ્રાહકોના ખાસ આગ્રહને માન આપી

**અમોએ હાલમાં ડીસપેનસીંગ ખાતું ખોલ્યું છે.**

જેમાં અનુભવી માણસોને હાથે દરેક જાતના પ્રિસ્ક્રીપ્શન મુજબ દવા બનાવી આપવામાં આવશે એક વખત કામ પાડી ખાતરી કરો

## ભીખા કલ્યાણજીની કું૦ દવાવાળા,

**ગણેશવાડીને નાકે, બહારકોટ, મુંબાઈ, નં. ૨.**

# જાણીતા પૉલ બ્રધર્સ

ના

# સોડા લેમન

અને

## સર્વે જાતનો મીઠો માલ

હર હમેશ તૈયાર મળે છે.

## શાદી કે તપોતા

બન્નેમાં

## જીવને રાહત બક્ષે છે.

ભાવો ઘણાજ મધ્યમ.

# થોડે પૈસે મોટો લાભ.

## નીચે લખેલ ઠેકાણું અત્યારેજ ડાયરીમાં લખી લ્યો.

## અમુલ્ય લાભ.

જીંદગીના જીવનમાં તંદુરસ્તીનું કામ છે,
કેમ સાહેબો શું સમજ્યા વીચારવાની વાત છે;
અમર કસ્તુરી કેસર બરાસ ચોખ્ખા માલનું ધામ છે,
ગૌચંદન મોપાઇ હરડે અગર, ચંદનનો બહાર છે;
રક્ત સુધારો કરવા ધારો મુખ્ય સીલાજીત તૈયાર છે,
ગેરંટીથી માલ આપવો મુખ્ય અમારી દુકાન છે;

---

અમારે ત્યાં કેસર કસ્તુરી અમ્બર બરાસ કપુર ઉંચો ભીમસેની, ચોખાઇ, મમીરો ખાપરીયું, મોટાં પીપરીમુળ, હરડે સાચી એલાયચી અગર સીલાજીત ગૌચંદન સોનાચાંદીના પાના દસાંગી ધૂપ તથા સુકો મેવો ઉંચી હીંગ, વીગેરે જાતનું કરીયાણું મળશે.

**વધારામાં**

**અમારી ખાસ બનાવટના ખરા મોતીના સરવે જાતના**

**" સુરમાઓ "**

ખાત્રીથી મળશે

**ઠગાવાની બીલકુલ ધાસ્તી નથી.**

બહારગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે તથા બહાર ગામના ગ્રાહકોને માલ વી. પી. થી મોકલવામાં આવશે. વધુ ખુલાસો રૂબરૂમાં

**ડી. શાંન્તીલાલ કાન્તીલાલની કું૦**

જુમા મસ્જીદની નીચે રીદ્દા બીલ્ડીંગ સામે નં૦ ૧૨૭-મુંબાઇ.

ઝવેરીઓ પણ ઘણા છે, અને તેમનું જુનાપણું

તો વળી બહુ લાંબી મુદતનું છે.

**તે છતાંએ મોડલ ઝવેરીઓ**

# મહેતા હરીલાલ રામકૃષ્ણનની કું૦

**એ ફક્ત ટુંક મુદતમાં જે નામ કહાડયું છે તેથી જુના તો વિચારમાં જ પડી ગયા છે!!**

અમારો દુકાને ગ્રાહકો સાથે જે રીતે વર્તવામાં આવે છે તે અમારો ખાસ હુન્નર છે

**ગ્રાહકોને અમારે ત્યાં કશી પણ રીકઝીક કરવી પડતી નથી.**

બહાર ગામના સગળા ઓરડરો વેલ્યુપેએબલ પોસ્ટથી તાકીદે મોકલવામાં આવે છે

**ઠેકાણું—અબદુલ રેહેમાન સ્ટ્રીટ, મુંબઈ.**

## તાવનો કટ્ટો શત્રુ કોણ.

અરે પણ તમો તપાસ તો કરશો કે હિંદુસ્થાનમાં તાવનો કટ્ટો શત્રુ કોણ તમે એક વખત તપાસ કરસો તો તમને ખબર




પડસે કે તે તાવને નસાડવાને અકસીર ઈલાજ એકજ છે અને તે એજ કે અમારો વાયરલેસ ફીવર મિક્ષ્ચર કે જે ગમે તેવો ગમે તે જાતનો તાવ હોય તેને ચોવીસ કલાકમાં નાબુદ કરી અખુટ શક્તી બક્ષે છે.

અરે પણ અમો એટલેથીજ અટકી નહીં જતાં અમારા આર્ય બંધુઓને માટે અમોએ બીજી ઘણી ચીજો તૈયાર કરી છે.

તેનું નામ

**વાયરલેસ બામ, ભાલા છાપનો ગજકર્ણનું મલમ.**

## વાળ માટે ઉત્તમ.

**હીંદદેવી હેઅર ઓઇલ. પુષ્પ મોહીની હેઅર ઓઇલ.**
**કામા હેઅર ઓઈલ. કનકતારા હેઅર ઓઇલ**
**ઓટો હિંદદેવી સેન્ટ.**

તેમજ ગુલાબપાણી, સરબત, સેન્ટ સાબુ, અતર વિગેરે અમારે ત્યાંથી મલશે

**એફ. હકીમુદીનની કંપની.**
૮ ભાજીપાલા લેન, મુંબઇ નાં. ૩

મહા મુનિ મનુનું

# મહાન વાક્ય.

રમણીઓને રાજી કરવી એ પુરૂષોની પહેલી ફરજ છે

પણ તે

રમણીઓ શાથી ખુશ થઇ શકે વારૂ?

જ્યારે તેમને

## ત્રીભોવનદાસ ભીમજી ઝવેરી.

તે ત્યાંથી

ચાલુ જમાનાના બરના અપટુડેટ ફેશનના દાગીનાઓ આવે ત્યારે.

**સોના ચાંદી અને ઝવેરાતના દાગીનાના વેપારી.**

શેખમેમન સ્ટ્રીટ મુળજી જેઠા મારકીટ સામે ટે. નં. ૩૭૪૧.

૮૭૫૨

# " માલેકના બે બોલ "

## સુજ્ઞ મહાશયો.

આજે ઘણા વખત પછી અમારો નવો પ્રયોગ છત્ર વિજય મુંબાઇની કદરદાન પ્રજા આગળ રજુ કરતાં મને અપૂર્વ આનંદ થાયછે. આશા છે કે મારા આગળના પ્રયોગોની યોગ્ય કદર કરી આપ સજ્જનો જે સન્માનની દ્રષ્ટિથી જોતા આવ્યાછો તે દ્રષ્ટિ કાયમ રાખશો. જન સમાજને કયો રસ વધુ રૂચીકર થશે તે વસ્તુથી હું તદન અજ્ઞાનછું છતાં યથાશક્તિ જે સેવા થાયછે તેને પુલ નહી નેપુલની પાંખડી તરીકે સ્વીકારી મને કૃતાર્થ કરશો તો સેવાનું સાફલ્ય માનીશ આ નાટય પ્રયોગ રચવામાં મને રા૦ રા૦ રઘુનાથ ટી. બ્રહ્મભટ રા૦ મણીલાલ ટી. ત્રીવેદી રા૦ રામનારાયણ મોહનલાલ પાઠક અને મુન્સી અબ્બાસ અલી સાહેબે જે અમુલ્ય મદદ કરી છે તે માટે હું તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

પ્રયોગમાં જો કોઈ જાતના ગુણદોષ જોવામાં આવે તો પ્રેક્ષક સજ્જનો ક્ષીર નીર ન્યાયે હંસ વૃત્તિ રાખી ક્ષમા આપશો,

| | |
|---|---|
| બાલીવાલા ગ્રાન્ડ થીયેટર | જન સમાજનો નીરંતર—રૂણી |
| શનીવાર | નકુજી કાલુજી શાહ. |
| તા૦ ૨૬—૬—૨૦ | |

# છત્ર વિજય નાટકના પાત્રો.

## પુરૂષ પાત્રો.



છત્ર સાલ—મહોબાનો યુવરાજ પાછળથી બુંદેલખંડનો મહારાજા

ચંપત રાય—મહોબાનો માહારાજ છત્રસાલનો પીતા

દલપતી રાય—સાગરનો યુવરાજ

સંભાકરણ—સાગરનો માહારાજ

સુલ્તાન—દીલ્હીનો શહેનશાહ

મોઆજીમ—દીલ્લીનો શાહજાદો

કંચુકીરાય—ધારીરનો રાજા

પહાડસીંહ—ઓરછાનો રાજા

ફીદાઇખાન—શહેન શાહી ફોજનો સેનાપતી

જય સીંહ<br>જસવન્ત સીંહ } —મેવાડને મારવાડના મહારાજા

હીરો—ભગો—કંચુકી રાયના સેવકો

સ્થળ—બુંદેલ ખંડ ને દીલ્હી

ચોપદાર—દરબારીઓ, સીપાઇઓ, અન્ય રાજા મહારાજાઓ.

# સ્ત્રી પાત્રો.

---

{ વિજયા- કંચુકીરાયની પુત્રી છત્રસાલની માહારાણી ધારીરની રાજકન્યા.

વિમળાદેવ અથવા વિમળા } —સંભાકરણની પુત્રી છત્રસાલની રાણી.

હિરાદેવી—ઓરછાની મહત્વાકાંક્ષાવાળી માહારાણી પહાડસિંહની સ્ત્રી

સુફુલા દેવી—કંચુકીરાયની રાણી.

બદ્રુન્નિસા—શહેન શાહની પુત્રી મોઆઝમની બહેન

કેશર—કંચુકીરાયની માલણ ભગાની સ્ત્રી

સાહેલીઓ—વારાંગનાઓ—દાસીઓ ખવાસણો ઈ. ઈ.

---

# છત્ર વિજય નાટકનો ટુંક સાર.

પ્રસ્તુત નાટકના સમયમાં **સમ્રાટ આલમગીર**ની દીર્ઘદર્શી રાજનીતિના પ્રભાવે ભારતવર્ષમાં **મોગલ** શહેનશાહતનો ઝુંડો ચારે દીશામાં નિષ્કંટક ફરકતો હતો. તે અરસામાં **બુંદેલખંડમાં** સર્વત્ર **કુસંપ**ની ઘોર રાત્રી છવાઈ હતી. તે નીશાને ભેદી પ્રભાતના બાલ સૂર્ય સમો પ્રતાપી યુવરાજ **છત્રસાલ** ઉદય પામ્યો, જે ભારતવર્ષમાં બુંદેલખંડના ઇતિહાસમાં સૂવર્ણાક્ષરે ચીરંજીવ નામ મૂકી ગયો, તે **છત્રસાલ** આજ નાટકનો નાયક છે.

સ્વદેશ ભક્તિનાં મોંઘાં વીરવ્રત ઉજવવા, પ્રતાપી બાપારાવળના વિમળ યશને લાંછન ન લાગે તે ચિવ્વટથી જાળવવા' એ વિરનરે સ્વદેશને તનમન અને ધનનું બળીદાન આપી જનસમાજના હૃદયમાં દેશદાઝની ઉજ્વળ ઉર્મી પ્રકટાવી ભાવી પ્રજાને દેશભક્તિના જે ઉત્તમ પાઠ ભણાવ્યા હતા, એ ભાવના જાગૃત કરવાનો આજના નાટનો ઉદ્દેશ છે.

નાટકનો પૂર્વ વૃત્તાંત.

બુંદેલખંડમાં **મહોબા, ઓરછા, ધારીર** અને **સાગર** ચાર રાજ્યોનો સમાવેશ થાય છે તેમાં માત્ર મહોબાના યશસ્વી **મહારાજા ચંપતરાય** અને તેનો પુત્ર **છત્રસાલ** સાચા **સ્વદેશ ભકત** રહ્યા હતા.

ઓરછાની જાલીમ મહાત્વાકાંક્ષાવાન **મહારાણી હીરા-દેવીએ** પોતે નિ:સંતાન હોવાથી પોતાનું રાજ્ય **ચંપતરાયના** હાથમાં ન જાય એટલા માટે અનેક પ્રપંચોની જાળ ગુંથી, સભાકરણ અને **ચંપતરાયના** હૃદયમાં વૈરબીજ વાવ્યાં હતાં.

રાજા **પહાડસીંહ** નિર્બળ મનનો હતો. રાજાની નીર્બળ-તાનો લાભ લઈ, સંભાકરણને આડું અવળું સમજાવી, તેની કુંવરી **બિમઝાને** પોતાના કૃત્રિમ **યુવરાજ વિમળદેવ** તરીકે જાહેર કર્યો હતો. આ રીતે કુસંપના કપટ નાટકની સુત્રધાર **હીરા-દેવી** બની હતી. એક ઇંદ્રીયના જ્ઞાનવાળો સભાકરણ હીરાદેવીનો દોર્યો દોરાયો અને દેશદ્રોહી બની બેઠો. ધારીરનો રાજા **કંચુ-કીરાય**, ભોળો વિલાસી ને એશ આરામી હતો જેથી તેનું જીવન કેવળ નિરૂપયોગી હતું. શહેનશાહ **આલમગીરની** સાલગરેહની મુબારકબાદી આપવા **છત્રસાલ** દીલ્લી આવ્યો, ત્યાં તેને પ્રારબ્ધ અનુકુળ થયું. શહેનશાહનો જીવ લેવાનું કોઇએ કાવત્રુ કર્યું હતું. **છત્રસાલે** બુદ્ધીબળથી તે ખુલ્લું કરી **શાહેનશાહને** જીવીત દાન આપ્યું. તેમજ પહેલાં **ચંપતરાયે** પણ મોગલ **શાહેનશાહ** ઉપર અનેક ઉપકારો કર્યા હતા. પીતા પુત્રના સામટા ઉપકારોનો બદલો વાળવા શહેનશાહે આજે દીલ્લીમાં દરબાર ભરીને **ચંપ-તરાય** તેમજ **છત્રસાલને** બોલાવ્યા છે ત્યાંથી આજના નાટકની શરૂઆત થાય છે.

---

# અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—દિલ્લીમાં શહેનશાહ આલમગીરનો ભવ્ય દરબાર દિવાન-ઇ. આમ.

સમ્રાટ શહેનશાહે પોતાની અમુલ્ય જીંદગી બચાવનાર મહોબાના પાટવી કુમાર વીર છત્રસાલને, તેણેકરેલા ઉપકારના બદલામાં ખુશી પડે તે માગી લેવાનું **વચન** આપ્યું તેથી દેશપ્રેમી વીરનર છત્રસાલ, કે જેના હૃદયમાં સદૈવ પોતાના દેશને બીજાના ત્રાસમાંથી છોડાવી, **સ્વતંત્ર** બનાવવાની પ્રબળ ઇચ્છા રહેતી હતી, તેણે આ પ્રસંગ મળતાં બીજું કાંઇપણ ન માગતાં, પોતાના દેશની **સ્વતંત્રતાની** માગણી કરી. માગણીનું સ્વરૂપ જાણુતાંજ શહેનશાહની મુંઝવણનો પાર રહ્યો નહીં અને બાજી બગડી. રાજ્ય લોભી શહેનશાહે **છત્રસાલની** માગણીનો અસ્વીકાર કર્યો તેથી **છત્રસાલ** ઉશ્કેરાઇ ગયો. સત્તામદ અને **સ્વતંત્રતા** માટે બન્ને વચ્ચે રસાકસી ભરેલો વચનવાદ થયો છત્રસાલે પ્રતિજ્ઞા લીધીકે "**બુંદેલખંડ અમારૂં હતું ને અમારૂં રહેશે તમો રાજીખુશીથી નહીં આપો તો અમો બાહુબળથી લેશું**" વાત વધી પડી. આલમગીર ઉશ્કેરાઇ ગયો અને દરબારમાં બુંદેલવીરોએ તરવારો ખેંચી શાહજાદો **મોઆઝીમ** વચ્ચે પડવાથી વધુ ખરાબી થતી અટકી પણ વૈરનાં બીજ તો રોપાઇ ચૂકયાં.

**પ્રવેશ ૨ જો**—ધારીરના મહારાજા કંચુકીરાયનો મેહેલ,—

ધારીરના ભોળા અને મોજીલા મહારાજા **કંચુકીરાયનો** દાસીઓ સાથે આનંદ બાદ તેમના વિશ્વાસુ અને વફાદાર નોકર **ભગાનું** આવવું બન્ને વચ્ચે સ્વતંત્રતા સંબંધી રકઝક. બાદ મહારાજાએ પોતે જુની રાણીથી કંટાળી નવી રાણી કરવાના છે અને જેની છબી પોતે પોતાના બીજા નોકર **હીરા** મારફત મેળવી છે તે ભગાને બતાવવી. ભગાએ છબીને પોતાનાંજ પ્રેમપાત્ર **કેશર** તરીકે ઓળખવી. હીરા તથા કેશરનું આવવું ગરીબ પણ શીયળવતી કેશરનું સમજી જવું અને રાજાને બનાવી વખત સાચવી લેવો.

**પ્રવેશ ૩ જો—માતા વિંધ્યા વાસીનીના મંદીરનજીકનું ઉપવન** દેવી વિંધ્યા વાસીનીનો વાર્ષીક ઉત્સવ ઉજવવા ભેગી થએલી બુંદેલખંડની ક્ષત્રીય કુમારીકાઓનો મુગ્ધ વિનોદ. કુમાર **વિમળદેવ** જેને રાણી હીરાદેવીએ પોતે નિઃસંતાન હોવાથી પોતાનું રાજય ચંપતરાયના હાથમાં ન જાય એટલા માટે કુંવરી હોવા છતાં કુંવર વેશમાં રાખેલ છે તે, આવે છે. સખીઓનો હાસ્ય વિનોદ. અચાનક દિલ્લી શહેનશાહ તરફથી બુંદેલખંડ સર કરવા આવેલા સેનાપતી **ફીદાઇખાનનું** આવવું પોતાને શાહ તરફથી મળેલી સત્તાનો એ સરદાર કેવળ દુર ઉપયોગ કરેછે અને કુમારીકાઓને કેદ પકડવાનો સીપાહીઓને હુકમ કરેછે. કુમાર છત્રસાલ તથા દલપતીરાય આવી કુમારીકાઓને એ ત્રાસમાંથી બચાવી લે છે અને ફીદાઇખાનને કેદ કરીને બુંદેલખંડની સરહદ બહાર મોકલી દે છે.

ઉપકારથી કૃતજ્ઞ થએલી વિજયા તથા છત્રસાલનું પ્રથમ પ્રેમ દર્શન.

**પ્રવેશ ૪ થો**—કંચુકીરાયનો મહેલ.

કેશરના પ્રેમ માટે શંકા શીલ બનેલા **ભગાનું** કેશર પાસે બજારે ખાત્રી કરવા મહારાજા કંચુકીરાય તરફથી પોશાક લઈને આવવું. **કેશરે** ભગાને પ્રથમ બનાવી પાછળથી મનાવી લેવો. બાદ **હીરો** કે જેનો પ્રેમ હજી કેશર તરફ ઓછો નથી થયો તેનું આવવું કેશર તેને પણ ઉડાવેછે. અચાનક રાજા કંચુકીરાય આવી ચડેછે. **હીરો** ગભરાય છે. અને પોતાને છુપાવવા માટે **ભગા** પાસે કાલાવાલા કરેછે. કેશર તથા **ભગો** યુકિત કરીને **હીરાને** સંતાડેછે. ને રાજા પાસે માર ખવરાવેછે. કંચુકીરાય હીરાને કેદમાં મુકે છે. કેશર બનાવટી પ્રેમથી રાજાને રમાડેછે **હીરા**દેવીનો દૂત આવે છે. વિજયાએ ફીદાઇખાનનું અપમાન કર્યાની વાત જાણી કંચુકીરાય ચીડાયછે, ને વિજયા ને બોલાવી ઠપકો આપેછે પીતા પુત્રીનો સ્વતંત્રતા વિષે સંવાદ કંચુકીરાય વિજયાને તુચ્છકારી કહાડેછે અને વિજયાએ કરેલા અપરાધ સંબંધી વિચાર કરવા રાણી **હીરા**દેવી પાસે જાય છે.

**પ્રવેશ ૫ મો**—હીરાદેવીનું ખાનગી વિચાર ભુવન.

અવસ્થાની અસરથી મુંઝાઈ પુરૂષ પોશાક કાઢી નાંખી સુંદર સ્ત્રી વેષમાં સજ્જ થઈ (વિમળદેવ) **બિમળા કુમારી** એકાંતમાં

મનના ઉભરા કાઢતી હોય છે. ત્યાં રાણી હીરાદેવી આવી ચડે છે. અને વિમળાને સ્ત્રી વેષમાં જોઈ તેને ધમકાવે છે. અને **પુરૂષ પોશાક** પહેરવાની ફરજ પાડે છે. વિમળા ગભરાતી મુંઝાતી તાબે થઈ ચાલી જાયછે. હીરાદેવીનાં કપટ વચનોથી ભરમાઈ મીત્ર જેવા મીત્રનું લોહી પીવાની પ્રતિજ્ઞા કરી બેઠેલ સંભાકરણ દેશ વિઘાતક બનવા માટે પશ્ચાતાપ કરતો આવે છે. હીરાદેવી તેને મેણાં ટોણાંથી વધારે ઉશ્કેરે છે ને બળતામાં ઘી હોમાય છે. હીરાદેવીનાં વચનોની અસરથી રાજા સંભાકરણ લીધેલી પ્રતિજ્ઞામાં અડગ રહેવા નિશ્ચય કરી હીરાદેવીના દરબારમાં જાય છે. હીરાદેવીની દુષ્ટ વાસનાઓનું દિગ્દર્શન,

પ્રવેશ ૬ ઠો--રાણી હીરાદેવીનો બાદશાહી દરબાર

દેશદ્રોહી રાણી હીરાદેવીએ દિલ્લી સહેનશાહત પ્રત્યે અખંડ વફાદારી રાખવાનો ઠરાવ કરવા બુંદેલખંડના અન્ય રાજાઓને તેડાવી ખાસ દરબાર ભર્યો છે. છત્રસાલે કરેલા તોફાનનાં કામનો બધા તીરસ્કાર કરેછે. અને બુંદેલખંડની વફાદારીની ખાત્રી આપવા રાણી હીરાદેવી તથા કંચુકીરાયને દિલ્લી મોકલવાનું ઠરેછે. કુમાર દલપતરાયનું મહારાજા ચંપતરાયના દુત તરીકે આજ્ઞાપત્ર લઇને આવવું. હીરાદેવી સંભાકરણને ઉશ્કેરેછે. પીતા પુત્રનો કર્તવ્ય સ્વધર્મ અને સેવા વિષે હૃદય દ્રાવક સંવાદ થાય છે. દલપત, સંભાકરણને દેશદ્રોહી ન થવા ઘણું

સમજાવે છે. પણ સંભાકરણ એકનો બે થતો નથી અહીંથી પીતા પુત્રના કર્તવ્યની ભીન્ન ભીન્ન દીશાઓ નકકી થાય છે, અને પીતા પુત્રનો સંબંધ છોડતાં દલપતે કરેલા આક્ષેપમય ઉપદેશથી હીરાદેવી ઉશ્કેરાઇ જાયછે. દલપતને મારવા ધસેછે. છત્રસાલ તથા ચંપતરાય આવી તેને બચાવે છે.

## ટેબ્લો.

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો—દિલ્લીમાં યમુના કીનારે શાહી બગીચો.**

શાહજાદા **મોઆઝીમના** જન્મ દિવસ પ્રસંગે શહેનશાહ **આલમગીર** તેને કાંઇ ભેટ આપવા આવે છે. પોતાના પીતા બેવચની કહેવાયા અને બુંદેલાઓને શાહ તરફથી **અન્યાય** મળ્યો છે એ વાતથી શાહજાદો હમેશાં ઉદાસ રહ્યા કરે છે. તેને આજે પણ ઉદાસ જોઇને શાહ તેનો ખુલાસો માગે છે. મોઆઝીમ બુંદેલખંડને **સ્વતંત્ર** બનાવવાની માગણી કરે છે. દીર્ઘદર્શી શહેનશાહ, શાહજાદાને તથા **બેગમને (લલીતાને)** રાજ્ય નીતિના ભેદો સમજાવે છે. કુટુંબી જનોનો અંદર અંદર રસમય અને બોધક સંવાદ થાય છે. આખરે સુલતાન પોતાના પુત્રના આત્મબળ પાસે હારી જાય છે. અને બુંદેલખંડને **સ્વતંત્રતા** આપવાનું શાહી ફરમાન લખી આપે છે. તેવામાં **ફિદાઇખાન હીરાદેવી** તથા **કંચુકી**

રાય આવી પહોંચે છે. અને છત્રસાલે તથા **દલપતીરાયે** કરેલી અપમાન ભરી વર્તણુંકના સમાચાર કહીને શાહને ઉશ્કેરી મુકે છે. શાહ ગુસ્સે થઇ લખેલું આજ્ઞાપત્ર ફાડી ફેંકી દે છે. અને અંભાકરણને **સેનાપતી** પદની તલવાર ફિદાઈખાન સાથે મોકલી **મહોબાનું** રાજ્ય સર કરવાનો હુકમ કરે છે. શહેનશાહના કાવા દાવાનું દિગ્દર્શન મોઆઝીમનો દેશદ્રોહી બુંદેલાઓ તરફ તીરસ્કાર–

**પ્રવેશ ૨ જો––કંચુકીરાયનુ અંતઃપુર**

મહારાણી **સુફ્લા દેવીએ ભગા** માર્ફત વાત જાણી કે પોતાની ગેરહાજરીમાં મહારાજા **કંચુકીરાયે** બીજી સ્ત્રીને પરણવાનુ નક્કી કર્યું છે. આ વાત જાણતાંજ રાણી સુફ્લા દેવી **કેશરનાં ભગા** સાથે લગ્ન કરી નાંખે છે. ભગો હામાં હા મીલાવી પોતાનું કામ કાઢી લે છે. લગ્ન થાય છે. તેવામાં દીલ્હીથી માન **ઇલ્કાબ** પામેલા કંચુકીરાય મહારાજ પધારે છે. આ ગોટાળો જોઇ ચીડાય છે. પણ રાણી પાસે લાચાર બની રહે છે. ને પોતાનેજ હાથે બન્નેને પરણાવી દે છે. પોતાનું મન માન્યું થયું એટલે હવે આગલથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે **કેશર** અને **ભગો** વિદેશ વિદાય થાય છે.

**પ્રવેશ ૩ જો––હીરાદેવીનો મહેલ.**

(રાણી **હીરાદેવીની** એક વધુ પ્રપંચ જાળ, ભવિષ્યમાં **છત્રસાલનો** કોઇપણ પક્ષકાર ન રહે એ ઇચ્છાથી, હીરાદેવી

**વિજ્યાને** **છત્રસાલથી** છૂટી પાડવાની એક નવી બાજી રમે છે, દીલ્લીથી પાછાં ફરતાં રસ્તામાં કંચુકીરાય સાથે મસલત કરીને **વિજ્યાને** **વિમળદેવ** સાથે પરણાવવાનું નક્કી કરે છે, **કંચુ-કીરાય** આ ખાનગી ગોઠવણ મુજબ **વિજ્યાને** વાતથી અજાણી રાખી હીરાદેવીને ત્યાં મોકલે છે.) **વિજ્યા** તથા સખીઓનો વિનોદ, **વિમળદેવના** વેશમાં **વિમળા**, વિજ્યાને પજવે છે. પોતાને **વિમળદેવ** સાથે આજ પરણાવવાની છે એમ જાણતાં **વિજ્યા** ગભરાય છે. છત્રસાલને મળવા અધીરી બનેલી **વિજયાનો** તલસાટ જોઈ, **વીમળદેવ** બધો ભેદ જાહેર કરીને, **વીજ્યાની** શંકા દુર કરે છે. છત્રસાલ આવે છે. વીમળા તેને પણ ચીડવે છે. છત્રસાલ **વિમળાનું** અયોગ્ય વર્તન જોઈ ઉશ્કેરાય છે. આખરે વીમળ, છત્રસાલને વચનથી બાંધી લઈ, વિજ્યાનાં છત્રસાલ સાથે ગાંધર્વ લગ્ન કરી આપે છે. **હીરાદેવી** આવી છત્રસાલને જોઈ ઉશ્કેરાય છે. ને તેને કેદ કરવા સીપાઇઓને બોલાવે છે. **પહાડ-સીંહ**, છત્રસાલનો બચાવ કરવા, **હિરાદેવીને** ઠપકો આપી સમજાવવાનો યત્ન કરે છે, વાત વધી પડે છે. **હિરાદેવી** ઉશ્કેરાઈ જઈ ક્રોધાવેશમાં **પહાડસીંહનું** ખુન કરે છે, **વીમળદેવ** હીરાદેવીને ખુની તરીકે કેદ પકડે છે.

**પ્રવેશ ૪ થો** મોજીલી **કેશરનાં** લાડ, **ભગાએ** ઘર વસાવવાની તજવીજ કરવા ગામમાં જવું શોધ કરવા નીકળેલા **હીરાનું** તથા કંચુકીરાયનું આવવું. કેશરે, સ્ત્રી ચરીત્ર કરી વખત વિતાવવો. **ભગો** ગામમાંથી પાછો આવતાં એપણ સપડાઈ

જાયછે. કંચુકીરાય તેમને બંન્નેને કેદ કરીને પોતાના રાજ્યમાં લઇ જાય છે.

**પ્રવેશ ૫ મો** સંભાકરણની છાવણી---

દીલ્લી **શાહેનશાહે**, સેનાપતી પદની મોકલેલી જલ્લારનો સંભાકરણ સ્વીકાર કરે છે. અને મોહબા ઉપર આક્રમણ કરવાની તૈયારી કરવાનો **ફીદાઇખાનને** હુકમ કરે છે. એક તો પીતૃપ્રેમની કુદરતી લાગણીને લીધે અને બીજી **દેશ** દાઝને લીધે પોતાને ફરીથી વીનવવા આવેલો દલપતીરાય, **તુચ્છ** વેરની તૃપ્તી કરવાની ઇચ્છાથી સંભાકરણને કાળ ની જાળમાં સપડાયેલ બંધુદ્રોહ છોડી દેવાની ફરી ફરીને વિનંતી કરે છે પણ **પથ્થર** ઉપર પાણી મહોબા ઉપર ચડાઇ થતી સાંભળિ દલપત પોતાનું કર્તવ્ય બજાવવા મહોબા તરફ જાયછે

**પ્રવેશ ૬ ઠો**--હીરાદેવીનો દરબાર--

ઓરછાના ગાદી વારસ તરીકે પ્રજામાં ઓળખાતો વિમળ-કુમાર, રાણી હીરાદેવીને પતીવધના અપરાધ માટે દેહાંત દંડની શીક્ષા કરે છે. આફતમાંથી ઉગરવા હીરાદેવી પોતાનાં પાપ પોતાનીજ મેળે જાહેર કરે છે, અને દરબાર આખાની અજાયબી વચ્ચે વિમળ કુમાર સંભાકરણની પુત્રી વિમળા તરીકે જાહેર થાય છે. વિમળા, હીરાદેવીની ભુલનો લાભ લેવામાં એક ક્ષણનો પણ વિલંબ કરતી નથી અને રાજા પહાડસીંહ અપુત્ર મરણ પામેલા હોવાથી આ રાજ્યના નજીકના હકદાર વારસ

છત્રસાલને ગાદી મળે છે. રાજ્ય મુકટ છત્રસાલને માથે પહેરાવતાં સભા જયધ્વનીથી ગાજી રહેછે. ત્યાં મહોબા સર કરી ચંપતરાયને મારી તેનું માથું ફુલદડા માફક ઉછાળતો વિજયઘેલો સંભાકરણ આવી ચડે છે. સંભાકરણે કરેલો અત્યાચાર નજરે જોતાં પિતૃવધનું પ્રાયશ્ચીત કરવાની વીર છત્રસાલ ભિષણ પ્રતિજ્ઞા કરે છે. સંભાકરણ સાથે કટુતા ભર્યો વિવાદ થતાં રાજ્યમહેલ રણમેદાનના રંગમાં પલટાઇ જાય છે. છત્રસાલની અપૂર્વ વિરતા, તુમુલ દ્વંદ્વ યુદ્ધ. શીદાઇખાન આવી દગાથી છત્રસાલને ફસાવી કેદ કરી લે છે.

## ટેબ્લો.

---

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો--કંચુકીરાયની કચેરી--નાચરંગ પ્રજાની ફર્યાદોનો અવળો ન્યાય. કેદ કરી પકડી આણેલા ભગાનો તથા કેશરનો ન્યાય ગુન્હાના બદલામાં કેશરની માગણી. કેશરની અડગતા. બાદ વિજયાએ કરેલા અપમાનની સજાના બદલામાં વિજયાની માગણી કરવા ફિદાઇખાન તરફથી દૂત આવે છે. કંચુકીરાયને હવે પોતાની ખરી સ્થીતિનું ભાન થાય છે. હાજીહા કરનાર તમામ ખુશામતીઆ નોકરો ખરે વખતે ખસી જાય છે, કેશરની વફાદારી રાજ્ય સેવા બજાવવા માટે કેશર, વિજયાને બદલે પોતેજ વિજયા બનીને ફિદાઇખાન સાથે જાય છે.

**પ્રવેશ ૨ જો**-સંભાકરણની છાવણી-પતીના જીવનની ભીક્ષા માગવા, વિજયા અને વિમળા સંભાકરણ પાસે આવે છે. સંભાકરણ વચન આપે છે. પણ માગણીની વાત સાંભળતાં વચન પાળવામાં આનાકાની કરે છે, વિમળાની વીનવણી છત્રસાલ પોતાનો જમાઇ છે, એ વાત જાણતાં સંભાકરણ વધારે ઉસ્કેરાયછે અને વિમળાનો તીરસ્કાર કરે છે, એવામાં સોળ વરસથી બાદશાહની બેગમ બની બેઠેલી અને જેના માટે સંભાકરણે આટલો ગજબ ગુજાર્યો છે તે સંભાકરણની બ્હેન લલીતા આવી પહોંચે છે અને હીરાદેવીની પ્રપંચબાજી ની તમામ હકીકત સમજાવે છે. ચંપતરાયની નીર્દોષતાની ખાત્રી થતાં સંભાકરણને અનહદ પસ્તાવો થાયછે. અને પોતાને અવળે માર્ગે દોરનાર હીરાદેવીનો વધ કરી છત્રસાલને સ્વતંત્રતાના સ્વામીપદે સ્થાપવાની પ્રતીજ્ઞા કરે છે. વિજયા વિમળાને અભયદાન મળે છે. તેઓ બન્ને લલીતાનો આભાર માને છે. અને તેના આશ્રયમાં રહે છે.

**પ્રવેશ ૩ જો** હીરાદેવીનું અંતઃપુર—દુરાશાના રૂપમાં પલટાઇ ગએલી હીરાદેવીની મહત્વાકાંક્ષા હવે ભયંકર રૂપ ધારણ કરે છે. તમામ આડ ખીલીઓ ખસેડી મુકી હવે બાકી રહેલી સંભાકરણ રૂપી આડ ખીલી કાઢી નાંખી સમગ્ર બુંદેલખંડની સામ્રાજ્ઞી થવાની હીરાદેવીને અભીલાષા થાય છે. બીજી બાજુ ફીદાઇખાન એવી યુકતી કરવાનો યત્ન કરે છે કે હીરાદેવી તથા સંભાકરણ અંદર અંદર કપાઇ મરે. બન્નેનો સંકેત ઉશ્કે-

રાયસો સંભાકરણ આવીને હીરાદેવી પાસે લલીતાનો ખુલાસો માગે છે. હીરાદેવી નફટ થઇને તેને મુર્ખ ગણી કાઢે છે. સંભાકરણ ક્રોધમાં હીરાદેવીને મારવા તૈયાર થાય છે. ફીદાઇખાન તેને પકડીને કેદ કરે છે. પોતાની અપૂર્ણ રહેલી પ્રતિજ્ઞા તેનો પુત્ર પુરી કરે છે. દલપત આવીને હીરાદેવીને મારે છે. અને ફિદાઇખાન તેને પણ કેદ કરે છે.

**પ્રવેશ ૪ થો** ફિદાઇખાનની કેશરે કરેલી ફજેતી હાસ્ય વિભાગની પુર્ણાહુતી.

**પ્રવેશ ૫ મો**—દીલ્લીમાં કારાગૃહે કેદ પકડાએલા બુંદેલ વીરોને, સ્વતંત્રતા મેળવવાની જીદ છોડી દેવાની શરતે શહેનશાહ માફી આપવાનું કહે છે પરંતુ અટંકી વીરોનો ટેક જરા પણ ડગતો નથી તેથી આખરે ચીડાઇને શાહ તેમનો વધ કરવાનો હુકમ કરે છે, શાહજાદો મોઆઝીમ, શહેનશાહને તેમ ન કરવા વિનવે છે અને બુંદેલાઓની સ્વતંત્રતાની માગણી ફકત ધર્મરક્ષા અર્થેજ છે એમ સમજાવે છે. શાહ એ વાત ની સાબીતી માગે છે. દીવ્ય દર્શન થાય છે અને ચોધાર આંસુએ રડતી, પોતાના દુઃખોની દાદ માગતી ગાય માતા હિન્દ વાસીઓ પાસે દીન વાણીથી આજીજી કરતી દેખાય છે કે.

નથી દીધા દુઃખો તમને ન ત્રાસે
તમને આપ્યાં છે,
અમારાં બાળનો હક દઇ તમારાં બાળ
પાળ્યાં છે,

અમારાં દેહનાં દૈવત નીચોવી તમને
અર્પ્યાં છે.
કરાવી પાન પયનાંને જીવન તમને
સમર્પ્યાં છે.
અરે આ હિન્દના વાસી શું બદલો
એહ આપોછો.
બનાવી ચર્મના જોડા, છરાથી ગળાં
કાપો છો.

ગાયનો કરૂણાલાપ સાંભળી શહેનશાહનું દીલ પીગળી જાય છે. તેથી હવેથી પોતાની કુલ્લ સલતનતમાં કોઇપણ માણસ ગૌવધ ન કરે એવી આણ ફેરવે છે. આ ધર્મ ભાવનાથી હિન્દુ મુસલમાનોની સાચી ઐકયતા સધાય છે. શહેનશાહ બહાદુર બુદેલાઓને બંધનમુકત કરે છે. વિજયા તથા વિમળાનાં છત્રસાલ સાથે લગ્ન કરી આપે છે. ને પહેરામણીમાં બુંદેલખંડની સ્વતંત્રતા આપે છે. બુંદેલાઓ જાનો જીગરથી શાહનો ઉપકાર માને છે. અને હિન્દુ મુસલમાનોનો જય જય કાર બોલાય છે.

# છત્ર વિજય

## નાટકનાં ગાયનો.

### પ્રભુ પ્રાર્થના

શ્રી ૐ નમું શંકર.
ગીરિજાવર, પીનાકધર,
અદ્રિનાથ, વિશ્વંભર,
ચરણશરણ, વિપતહર.—શ્રી.
પરબ્રહ્મ, અજ, અમર,
ભાલચંદ્ર, ત્રિશુળધર,
અખિલેશ્વર, ગંગાધર,
બાલક કર ધર, હે કરુણા કર;
શીવ સંકટ હર—શ્રી.

બાળાઓ:—　　　　૧

સહુથી સારો દેશ અમારો વ્હાલો હિન્દુસ્તાન,
અમને વ્હાલો હિન્દુસ્તાન.

જેના વિજયનાં ગાન, બનાવે મન સહુનાં મસ્તાન
અમારૂં એજ નિરંતર તાન— અમને વ્હાલો.
ઝરણુ વહે કૌશલ્ય કળાનાં, વરસે જ્યાં વિજ્ઞાન;
ધર્મ ભાવના ઉજ્વળ જેનાં ગાય દેવ યશ ગાન;
પ્રગટ જ્યાં થયા પુરૂષ બળવાન
વસે જ્યાં હિન્દુ મુસલમાન
જનેતા જન્મભુમી એ સુખકર સ્વર્ગ સમાન—અમને

મોઆજીમ:— .૨

આનંદે અમ ઉર રહ્યાં છલકાઇ.
સહુ જન મગલ ગાયે વધાઇ—આનંદે.
બંદી જનો શુભ આશીષ આપો;
શાંતિ રહી જગમાંહિં છવાઇ--આનંદે.

નાચ નારીઓ:— ૩

મોહે પનઘટપે નંદલાલ છેડ ગયોરે,
મોરી નાજુક કલૈયાં મરોર ગયોરે;
મોરી ચોલીકે તંગ બંદ તોર ગયોરે.--મોહે.
કંકરી મોહે મારી, ગગરી ફોર ડારી;
શ્યામ સુંદર ચુનરીઆં ભીંજાય ગયોરે;
મોહે નયનનકે સેનમેં સમજાય ગયોરે—મોહે

કંચુકીશય ખવાસણો }— ૪

રંગ લાગ્યોરે રંગ લાગ્યો
તારાં તીખાં નેણુંનો રંગ લાગ્યો રે—રંગ.
અમે રસિયાના રંગે રંગાણાં
અમે રાજવીના નામે વેચાંણાંરે—રંગ,
પ્યાલા ભર્યા આ પ્રેમના પીવા અને પાવા,
અજબ આ ચીજ સરજાઇ જગતમાં દીલ બ્હેલાવા.
ચંડી કરાળી ભૈરવીની પ્રસાદી આ માનીએ
રોજ ઢીંચે રાખવાથી કોક દહાડો ફાવીએ તારા.

કંચુકી કેશર ભગો:— ૫

પાતલીઆ પાલવ છોડો કોઇ જોઇ જાશે.
નખરાળાં શીદ તરછોડો મારો જીવ જાશે.
ભોળી ભાળી હું બાળ કુંવારી.
બાળો ભોળો હું છું બ્રહ્મચારી.
છોડો છોડો મારો હાથ મરડાઇ જાય છે—
આના આવા ચાળા જોઇ લાહ્ય લાહ્ય થાય છે.
કાં શું થાય છે ?
મારો જીવ જાય છે. અરે હાય હાય હાય

વિજયા સખીઓ:— ૬

સરખી સાહેલી શાણી ઉપવનમાં જાતીરે.
મનમાં મલકાતી કંઇ મદમાતી હૃદય રસ ઝીલતીરે.
સૌના મનમાં એવા કોડ;

મળજો સર ખાસરખી જોડ;
લલના લજવાતી શરમાતી હૃદય રસ ઝીલતીરે.
નવ પલ્લવ મંડીત લતા, નવ કુસુમીત ફુલ બાગ;
નવ યૌવન મંડીત તનુ, નવનવ પ્રેમ પરાગ.
હરણી શી હરતી ફરતી, અંતર આનંદે ભરતી.
સુમન તણાં મન હરતી શી હરખાતી હૃદય રસ.

સખીઃ— ૭

સખી જોને કાંટો વાગ્યો ફુલડાં કેમ વીણ્યાં આ જાય?
છે જરાક જેવો કાંટો પણ અંતરમાં ઉઠે લહ્ય-સખી૦
પીડા કારમી હ્રદયે જાગી ઝીણું ઝીણું ખટકે ઓયમા
શું થાય કંઇ સમજાય નહિં જીવ જાય મધૂરે ચટકે
અરરર
પીડા આ શી કહેવાય? ના રહેવાય.
જીવડો જાય અરરરર લવક લવક થાય—સખી

વિજયા સખીઓઃ— ૮

આલી નયન બાણ કયાં વાગ્યાં?
મનના મુગ્ધ ભાવ કયાં જાગ્યા? સાચું બોલ બોલ બોલ.
કોણ રસિકવર મળ્યા પરસ્પર કયાં હૃદયો અનુરાગ્યાં?
અંતર ખોલ (૨)
લોચનીઆં મદઘેરાં તલસે અધર સુધારસ તરસ્યાં
વશી કરણ કોણે કીધાં આ, વ્હાલ કહે કયાં વરસ્યાં?
સાચું બોલ (૨)

લાલ કોણુને લગની શાની હજી હું બાળ કુંવારી
ચાલાકી મૂકી દો ચતુરા, જાણી ઠગાઇ તમારી
કેડો છોડ છોડ છોડ —ખાલી.

જય વિજયા સખીઓ:— ૯

વૃક્ષ તમે મંજુલ આ વેલડીના કાંત
વેલી અગારી સંભાળજો —વૃક્ષ.
આજથી તમારી બની કિંકરી હો રાજ!
સ્નેહે સદાયે સંભાળજો —વૃક્ષ
ભવરણ વિશ્રામ પ્રાણ જીવનની લ્હાણુ છો.
હૃદય તણા દેવ હૃદય મંદીરે વિરાજશો.
કિંકરી ઉગારી શ્યામ જીવન આરામ છો.
નેહ ભર્યાં નયને નીહાળશો.
ભાગ્ય દેવી! ભુવનને ઉજાળશો—વેલી

કેશર— ૧૦

લ્યો કોઇ પુલ લ્યોરે પુલ.
માલણ મહધેલી અહિં આવી,
પુલડાં રસભર સુંદર લાવી;
મન માને તો ખરચો મૂલ— લ્યો.
જુઇ, જાઇ, ચંપો, ચંબેલી, પુલડાં સર્વ સુવાસી.
ગુલાબની તો વાતજ ન્યારી
ખીલેલી પાંખડી છે ખાસી લ્યો તપાસી.
કરશે મનડું એ મશગુલ લ્યો.

વિજયા:— ૧૧

કંઇક કરો પરવા પીતાજી એ પૂર્વજના નામની શુભ કામની.
પરતંત્રતાની સાહ્યબી ને સંપતી શા કામની—કંઇક
માતૃભૂમીને કારણે દીધાં દેહ બલીદાન;
દેશે દેશ ગવાય છે આજ સુધી યશગાન.
પ્રતાપ, બાપા રાવળ, ધીરવીર રાણી જાયા;
અટંકી ટેક જેના જગમાં બધે ગવાયા;
કેસરભીની કાયા હિમાલય શી છાયા;
સૂરજવંશી જાયા, પીતામહના નામની—શુભ.

વિમળા:— ૧૨

અજબ રંગે રંગી અંગ અંગે અનંગે.
બન્યું મનડું મસ્તાન, ખોઇ સઘળી મેં સાન
હું તો હારી હાય મદન તણા જંગે—અજબ.
વાણી નયનમાં; આંખ હૃદયમાં
કોઇ કહો કયાંથી આવ્યાં ?
અજબ ભુરકી નાખી ઠગારે.
હારી હુંતો ફસી તારે ફંદે—અજબ

નાચનારીઓ:— ૧૩

હાથીડા તો આવે દોલજી ઘુમતડારે.
આયો મારી જોડીરો જવાનરે
આશકરા દોલા હાં હાંરે આશકરા દોલા!

છોડો મારી બાજુરી પાડોશણુ દેખેરે.
મેં તોરે બુલાયો દોલજી એકલડોરે.
લાયો લાયો સાથીડાંરો સાથરે—આશકશા.
મેં તોરે બુલાયો દોલજી રાતરોરે
આયો આયો ઉગતડી પરભાતરે—આશકશા.



# અંક ૨ જો.

નાચનારીઓ:— ૧૪

છય્યાં (૩) હે નૂરી તારે,
વારી જાઓં તોપે માહે તમામ,
શાહજાદે સલામ કરેં ગુઇયાં—છય્યાં.
ઑંજે સિકન્દરહો, આલમકા સરવરહો;
તૂ બન્દા પરવરહો શાહે જહાન.
શાદમાન—તૂહો હરઆન.
જાવેદાન, જીઓ સુલતાન.
ચમકે તારા, આલમઆરા, જગકા પ્યારા,
જીલ્લે હુમા જનમ જનમ રહે સદા—છય્યાં.

મોઆજીમ— ૧૫

હવે દીલ વિશાળ કરજો ભારતનાં બાળ સમજો
વ્હાલું વતન તમારૂં ભારત રસાળ સમજો
કુસંપ બીજ વાવ્યાં ઝેરી પવન ફુંકાવ્યા
ફુલ કંટકે છવાયાં ફળ શાં ઉગ્યાં તે સમજો
કે સંપ બીજ વાવો ખુશ્બો મધુર વહાવો
દીલ દીલથી તો મીલાવો નહિ ભેદભાવ સમજો
દુનિયાં વિષે રસાળુ છે હિન્દુસ્તાન તમારૂં
તમે બાળ હિંદના છો હિન્દુ મુસલમાન સમજો

મોઆજીમ— ૧૬

રે અજબ જમાનો જાલીમ આવ્યો
સત્ય ભુલાવી રાજ પ્રજાનો ધર્મ તજાવ્યો—
ન્યાય નીતિનો લોપ થયો હાં—
જગમાં જ્યાં ત્યાં પ્રપંચ છવાયો.........રે.

કંચુકી-કેશર-ભગો— ૧૭

આશીષ બાપુ આપો,
અહીંઆંથી વંજો માપો.
મારા રાજા ચાલાકી આનું નામ છે
તાલ કેવો કીધો?
ભગલા દગો તેં દીધો
આ સિંહ તણો ચાલાકીથી શીકાર પડાવી લીધો—મારા૦

ભોગ લાગ્યા મારા મેં ભગલાને ઘરમાં ઘાલ્યો.
ગોટાળો ગંભીર કર્યો ને ઝુલઝુલ આ લઇ ચાલ્યો—
(વાહરે મારા વ્હાલા-લટકાળા લ્હેરી લાલા)
કેશર શીદ કરો છો ચાળા ?
તમને લઇ જાય મોટરવાળા—મારા૦

વિજયા-સખી— ૧૮

જોબન આવેરે આખી આલમને નાચ એ નચાવે
એ રંગ લાવે અરે હાંરે હાવ ભાવે—
જગ જન મન લોભાવે—મોહાવે—આખી.
મદ ભરેલી આંખડીનું ઘેન બીજાને આવે બ્હેની;
વાણી બને છે મુંગી—સાન કરી સમજાવે બ્હેની—આ૦

---

રસસાગર હૃદયે વહે, નયણે નેહ છવાય;
ચંચલ ચિત્ત બને અને જગ આ પ્રેમી જણાય.

---

મનડું મસ્તાન—આંખ મદથી ભરેલી;
દુનિયાં દેખાય પ્રેમઘેલી બનેલી.
રસિક રંગ રાગે, અનંગ રંગ લાગે
સ્નેહાળ ઉર જાગે, જીવન લ્હાણું માગે—છે હાં જોબન.

વિજયા-વિમળ:— ૧૯

કુંવરજી ! જાઓ જાઓ જરા તો લજાઓ.
અલબેલી ! આવો આવો યૌવનનો લઈએ લ્હાવો.
શાને સમજુ થઈ આમ સતાવો ? વીરા ! કુંવરજી
પરણી પ્રીતે પ્યારી થાઓ.
નવ બોલ ઘટે તમને આવો.
દીલભર આવો, ના તલસાવો, ના ગભરાઓ.
કંઇ શરમાઓ—કુંવરજી જાઓ જાઓ.

છત્ર-વિજયા:— ૨૦

આવો અલબેલડી પ્રાણસખી પ્રેમદા !
પ્રીતે આજ પ્રેમ પાનનો લઇશું લ્હાવો
જાઓ જરી શરમાઓ.................આવો.
મોહબાણ માર્યાં તેં પ્યારી, ઘાયલની ગત કીધી મારી
પ્રીતે પરવશ પ્રાણ બનાવી શીદ હવે તલસાવો-આવો.
આશા અવનવી તમથી પ્યારી,
ગરજ ન સરશે એમ તમારી.
અમને પ્રીતમ એમ બનાવી નાહક નવ લલચાવો-આવો.

કેશર-ભગો:— ૨૧

મોહમાં અંજાણી તારા ફંદમાં ફસાણી હું તો ભૂલી.
ભગા તારા ભભકામાં તો ભોળી હું ભરમાણી
પાંણી પીને ઘર પુછે તું ન્હોતી કાંઈ અજાણી હું તો

મેં તો જાણ્યું તું સાચી શાડીઓ મંગાવશે,
મોંઘા મોંઘા મૂલનાં એ મોતીડાં ટંકાવશે
હીરલા જડાવશે—માણેક મઢાવશે.
વા વા વા ઘરબાર વગરના ઠાકરનાં ઠકરાણી.
તમે છાના રહો છેલાણી
શાણી બગલી સપડાણી—હું તો ભુલી.

કેશર—ભગો
કંચુકી—હીરો } ૨૨

હવે હાલો હલામણ રાજમાંરે કરો કેદની મજા.
હાય ભોંમાંથી ભાલા નીકળ્યાંરે ભોગ લાગ્યા ભગ.
જોયું કેવાં લડાવ્યાં લાકડાંરે મજા ચાખો ગગા.
{ રાજ રાખો કંઈ રીત—નહોય પરાણે પ્રીત
{ બધું ઠીક છે ઠીક ( ૨ ) }
રાજને રીઝાવશો તો સર્વ સુખે માણશો.
પ્રેમી પંખીડાને પ્રીતેથી પાળજો
તેજાં બનીને ઝંડાને ઝુલાવજો—હાલો



# અંક ૩ જો.

નાચ નારીઓ: | ૨૩

પુલનકી સેજ બીછાયકે મયેં સોતી ધીરે ધીરે
કર પકરત મોરા આયકે નટખટ વો ધીરે ધીરે
લાખ જતનકર કર લો છુરાયે;
પર સારી નહીં છુટી હાયે;
દેખો સખી નહીં શ્યામ લજાયે—કર પકરત

મોતન માળા તૂટ ગઇ મયેં હો ગઇ બેધ્યાન.
શ્યામ અધરશ્સ લૂટ રહે ભયે નિપટ નદાન.

બેબસકર છાતી ધરકાઇ;
મુખ ચૂમત વો મયેં શરમાઇ;
બર જોરીસે ગરવા લગાઇ—કર પકરત.

ફિદાઇ-કેશર }
કંચુકી-ભગો } — ૨૪

અમારી ફત્તેહના ડંકા
પુલાઇ હયો બેટા બંકા
થાપ દેજે, બ્હેલી વળજે, ડંડો લેજે
શીદ કરો શંકા ? લૂંટાવાની નથી લંકા—અમારી

બઇરી બીજાને જાય, ધણી ગોળ ચોખા ખાય
ન્યાય આતો આવો થાય-વાહ વાહ

{ સંસારનો લ્હાવો હઉં
{ વ્હેલી ઉઠી ધોકો લઉં કેમ
{ તડાક તડ ધૂમ ( ૩ ) } અમારી

વિજયા--  ૨૫

પાલવ પાથરી મહારાજ માગું ભીક્ષા મુજને દેશો,
કરગરી કહું છું કઠણ હ્રદય નવ કરશો........માગું૦
માનિતા છો મહિપતી મોટા, મોટપ મનમાં ધરશો.
આશાભરી આ અબળા આવી, નીરાશ તાત
ન કરશો--માગું.

વિજયા-વિમળા--  ૨૬

સાધુજનો પોતે તરી આ જગત જનને તારતા
સ્વાર્થ તજી પોતાતણો પરમાર્થ અંતર ધારતા
સંત શશી સમ શીતળ વચનો સુધા ભર્યાં જ તમારાં વચનો
તાપ પાપ હરી વ્યથીત હ્રદયમાં સીંચે અમિરસ ધારા
અક્ષય કીર્તિ અવિચળ પામો
જુગ જુગ જીવો સુખે વિરામો
ભગવતી ! દર્શન દિવ્ય તમારાં
જગ મંગલ કરનારાં............................વચનો.

કેશર--　　　　　　૨૭

કામી જન અંધ જગતમાં મનાય
હીણા હરામી કહેવાય ..................કામી
નીતિનું નામ મુકી અધમ અનીતિ કરતા
પ્રભુથી જરીએ ના ડરતા-હરનિશ કુકર્મો કરતા
લંપટ નહિ લજવાય..................કામી
નફ્ટ નીડર થઇને-પાપી બને છે પ્રીતે.
વ્યભિચાર વળગે ચીત્તે, સમજે ના કોઈ રીતે
એળે જીવન વહી જાય..................કામી.

કેશર-ભગો—　　　　　　૨૮

રસીલા તારા પ્રેમે બની છું હું ઘેલી.
તારા રૂપે ઘેલો હું અલબેલા ( ૩ )—બની.
હું સતી છું સોનરાણી.
બંદો હરામણ છેલ.
ભેજાનો ફરેલ, પુરો વિફરેલ.
{ માનીતા મહારાજા મોંઘા માન ખાવા મેલો.
{ છલબલવાળી છેલ છબીલી હું નટનાગર ઘેલો }
રંગીલા છો રઢીઆળા.
વાલમજી લાગો વ્હાલા.
મોહન બંસીવાલા બની છું હું ઘેલી.

સવૈ:— ૨૯

( આગાયન સાથે ગાવાની છુટ છે. )
ઇકકે મીલકર હો બીરાદર.
પુકારો શંકર અલ્લાહુ હો અકબર.
બીરાદરીસે મીલો બીરાદર.
રખો ન કીના હીરદેકે અંદર.
પ્યાલે ઝમઝમકે પી અહેમન;
વજુ હો ગંગાકે જલસે મોમીન.
કરો તીલાવત કુરાંકી હિન્દુ
પહડો મુસલમાનો વેદ મંતર.
કરીમ કહેદો યા કૃષ્ણ કહેદે;
મકાન કાબા મુકામ અંદર.—ઇકકે.



( આ ગાયન સાથે ગાવાની છુટ છે. )

નથી દીધાં દુઃખો તમને ન ત્રાસે તમને બાળ્યાં છે,
અમારાં બાળનો હક દઈ તમારાં બાળ પાળ્યાં છે.
અમારાં દેહનાં દૈવત નીચોવી તમને અર્પ્યાં છે,
કરાવી પાન પયનાંને જીવન તમને સમર્પ્યાં છે.
અરે ઓ હિન્દના વાસી શું બદલો એહ આપો છો,
બનાવી ચર્મના જોડા, છરાથી ગળાં કાપો છો.

